# ઊંટ રણ ના વહાણ



જોન વોટર્સ ચિત્ર: રેનોલ્ડ રફિન્સ

ઊંટ એક વ્યવહારુ જાનવર છે. એની આંખની લાંબી પાંપણ પણ એક જરૂરી ઉદ્દેશ્ય ને પૂરું પાડે છે. એ રણમાં યાત્રા કરે ત્યારે એક અઠવાડિયુ કે એથી વધારે સમય સુધી પાણી વગર જીવિત રહી શકે છે અને પછી એક વારમાં 90 લીટર પાણી પી ને એની તરસ છીપાવી શકે છે. અને જો એને ગરમ અને સૂકી જમીન પર કંઈ ખાવાનું ન મળે, તો એ એની ખૂંધ માં જમા થયેલી ચરબી નો ઉપયોગ કરીને જીવતું રહી શકે છે. આ કારણો ને લીધે ઊંટ ઘણા રણ સમુદાયની સૌથી મૂલ્યવાન સંપત્તિમાં થી એક બની ગયું છે.

જોન વોટર્સ વર્ણન કરે છે કે ઊંટ રણ ની કઠોર પરિસ્થિતિમાં પણ કેવી રીતે જીવિત રહી શકે છે. જે બાળકોએ ન તો ઊંટ જોયા છે કે ન તો રણ, એ આ અસામાન્ય જાનવરનું વાસ્તવિક વિવરણ વાંચીને મોહિત થઈ જશે.

# ઊંટ

## રણ ના વહાણ

જોન વોટર્સ
ચિત્ર: રેનોલ્ડ રફિન્સ



# ઊંટ

## રણ ના વહાણ


જોન વોટર્સ

ચિત્ર: રેનોલ્ડ રફિન્સ

ઊંટ ત્યાં રહે છે જ્યાં ગરમી અને શુષ્ક વાતાવરણ હોય છે. ઊંટ રણમાં રહે છે. લોકો ઊંટ પર સવારી કરે છે. ઊંટ ભારે બોજ પણ ઉપાડે છે. એ જાજમ, નાળિયેર, ખજૂર અને પામતેલ, મીઠું, અનાજ, બધા પ્રકાર ની વસ્તુઓ વહન કરે છે. ઊંટ ને "રણ ના વહાણ" કહેવામાં આવે છે.

શું તમે ક્યારેય રેતીમાં ચાલ્યા છો? શું તમારા પગ રેતીમાં ધસી ગયા છે?

ઊંટ રેતીમાં આસાનીથી ચાલી શકે છે. એના પહોળા, મુલાયમ, ગાદીવાળા પગ એને રેતીમાં ધસતા અથવા ચટ્ટાનો પર સરકતા બચાવે છે.

શું ક્યારેય રેતી કે માટી તમારી આંખોમાં ગઈ છે?

ઊંટ ને લાંબી અને ભારે પાંપણ હોય છે જે રેતીને એની આંખોમાં જતી બચાવે છે.

શું ક્યારેય રેતી કે ધૂળ તમારા મોઢામાં કે નાકમાં ગઈ છે? ઊંટ એના નસકોરા બંધ કરી શકે છે. રેતી એના નાકમાં જઈ શકતી નથી.





જયારે તમે થોડા કલાક માટે પાણી પીતા નથી, તો તમને તરસ લાગે છે. ઊંટને એટલી જલ્દી તરસ લાગતી નથી. ઉનાળામાં, જયારે બહુ વધારે ગરમી હોય છે, ત્યારે પણ ઊંટ આઠ દિવસો સુધી પાણી વગર રહી શકે છે.

શિયાળામાં થોડા ઊંટ આઠ અઠવાડિયા સુધી પાણી પીધા વગર રહી શકે છે.

ત્યારે એ રસદાર છોડ અને ઝાડીઓ ખાઈને પાણીની જરૂરિયાત પૂરી કરે છે.




બહુ ગરમ હવામાનમાં કોઈ માણસ પાણી વગર ફક્ત બે કે ત્રણ દિવસ જ જીવિત રહી શકે છે.

રણમાં એક ગરમ દિવસમાં, સૂર્યના તાપમાં કોઈ ચટ્ટાનનું તાપમાન 150 ડિગ્રી ફેરનહીટ સુધી પહોંચી શકે છે. જો ઊંટનું પણ એ તાપમાન હોય તો કદાચ  એ મરી જાય. તમે પણ કદાચ મરી જાઓ. પણ ઊંટ ગરમ રણમાં પણ ઠંડુ રહે છે.




ઊંટ ને પરસેવો વળે છે. એને લીધે એ ઠંડુ રહે છે. તમે પણ એવી રીતે ઠંડા રહો છો. પરસેવો તમારા શરીર નું તાપમાન લગભગ 98.6 ફેરનહીટ રાખે છે.

જયારે તમને પરસેવો વળે છે, તો તમે પાણી ગુમાવો છો. જો બહુ ગરમી હોય અને તમને વધારે પરસેવો વળે તો તમે ઘણું વધારે પાણી ગુમાવશો. તો તમારે ઘણું પાણી પીવું પડશે.



રણમાં સવારે-સવારે ઊંટ નું તાપમાન 93 ડિગ્રી ફેરનહીટ હોય છે. દિવસ દરમ્યાન ઊંટ નું તાપમાન પણ વધે છે, પણ બહુ ધીરે-ધીરે. ઊંટ ના તાપમાન ને 105 ડિગ્રી ફેરનહીટ પહોંચવા સુધીમાં મોડી બપોર થઈ જાય છે. ત્યારે એને પરસેવો વળવાનું શરુ થઈ જાય છે. રાતે ઊંટ નું તાપમાન ફરી 93 ડિગ્રી સુધી ઓછું થઈ જાય છે.





જો દિવાસ બહુ ગરમ હોય, તો માણસ જલ્દી ગરમ થઈ જાય. એને આખો દિવસ પરસેવો વળશે.

જયારે માણસને બહુ પરસેવો વળે છે, તો એનું લોહી બદલાઈ જાય છે. માણસનું લોહી ગરમી ને એની ત્વચા સુધી પહોંચાડે છે. આ એક રસ્તો છે જેનાથી એ ગરમી દૂર કરે છે. જયારે એને બહુ પરસેવો વળે છે, તો માણસ જે પાણી ગુમાવે છે એનો થોડો ભાગ એના લોહીમાં થી આવે છે. એનાથી એનું લોહી ગાઢું થઈ જાય છે. જેટલો વધારે પરસેવો વળે છે, એટલું જ વધારે ગાઢું એનું લોહી થતું જાય છે. હવે લોહી આસાનીથી એની ત્વચા સુધી પહોંચી શકતું નથી. માણસ એની ગરમીથી છુટકારો મેળવી શકતો નથી. એટલે માણસ વધારે ને વધારે ગરમ થતો જાય છે. જો ત્યારે એને પાણી ન મળે, તો એ મરી પણ શકે છે.



જયારે ઊંટ ને પરસેવો વળે છે, તો એનું લોહી બદલાતું નથી. એ જે પાણી ગુમાવે છે, એ એના લોહીમાં થી આવતું નથી. ઊંટનું પાણી, શરીર ના બીજા તરલ પદાર્થો અને શરીરની પેશીઓમાં થી આવે છે. એટલે ઊંટનું લોહી હંમેશા પાતળું જ રહે છે. લોહી સરળતાથી એના શરીરમાં વહી શકે છે અને એની ત્વચા સુધી પહોંચી શકે છે. પરસેવો, ગરમીને એના શરીર થી સતત દૂર લઈ જાય છે.



લોકો વિચારતા હતા કે ઊંટ નું એક ખાસ પેટ હશે જેમાં એ પાણી ભેગું કરીને રાખતું હશે. એને લાગતું હતું કે ઊંટ ત્યાં જ વધારાનું પાણી ભેગું કરતું હશે. થોડા લોકો ને લાગતું હતું કે ઊંટ એની ખૂંધમાં પાણી રાખતું હશે.



અરબી ઊંટ ને ફક્ત એક જ ખૂંધ હોય છે.

એશિયન ઊંટ ને બે ખૂંધ હોય છે. કોઈ પણ ઊંટ એની ખૂંધમાં પાણી ભેગું કરી શકતું નથી. પણ ઊંટ એટલી ઝડપ થી પાણી નો ઉપયોગ નથી કરતું જેટલી ઝડપ થી મનુષ્ય કરે છે.

ઊંટના વાળ પણ એને ઠંડુ રાખે છે. ઊંટ નું શરીર ઘણા ઇંચ ના જાડા વાળ થી ઢંકાયેલું છે. વાળ પ્રખર સૂર્યકિરણોને ઊંટ ની ત્વચા સુધી પહોંચતા રોકે છે. ઊંટ ના વાળ ધાબળા જેવા હોય છે. ધાબળા,ગરમી ને અંદર રાખે છે. જયારે તમે ગાદલામાં સૂતા હોય ત્યારે તમારો ધાબળો આજ કામ કરે છે. પણ ગરમ રણમાં ,ઊંટના વાળ નો ધાબળો, ગરમી ને શરીર થી બહાર રાખે છે.







ઘણાં જાનવરો ના શરીર પર ચરબી નું સ્તર હોય છે. તમારા શરીર પર પણ છે. ચરબી ત્વચા ની નીચે હોય છે. ચરબી અવાહક (ઇન્સુલેટર) હોય છે. ચરબી ગરમી ને જાળવી રાખે છે અને જાનવરને ગરમ રહેવામાં મદદ કરે છે. ઊંટ ના આખા શરીર પર ચરબીનું સ્તર હોતું નથી. એટલે એ એની ત્વચા દ્વારા ગરમી ખોઈ શકે છે.






જોકે બધા જાનવરોને જીવતા રહેવા ચરબીની જરૂર હોય છે. ઊંટ ની ચરબી એની ખૂંધમાં જમા થાય છે. બે ખૂંધવાળા ઊંટની બંને ખૂંધમાં ચરબી હોય છે. જો ઊંટ ને નિયમિત ખાવાનું ન મળે તો એ એની ચરબીને ભોજનમાં રૂપાંતરિત કરે છે.





જાનવર મળ ને બહાર કાઢવા પાણી નો ઉપયોગ કરે છે. તમે પણ એવું જ કરો છો. તમારા શરીરમાં રહેલું પાણી, એ મળ ને બહાર કાઢે છે, જેનાથી તમારે છુટકારો મેળવવાનો છે. જયારે તમે પેશાબ કરો, ત્યારે મળ તમારા શરીર માં થી બહાર નિકળે છે. ઊંટ સાથે પણ એવું જ થાય છે. સિવાય કે ઊંટ ઘણી વાર પેશાબ નથી કરતું. લોકોને દિવસના ચાર કે પાંચ વાર મળત્યાગ કરવો પડે છે, ક્યારેક એનાથી પણ વધારે વાર. ઊંટ એક વારમાં થોડોક જ પેશાબ કરે છે. એનાથી એના શરીરનું ઘણું પાણી બચી જાય છે.

ગરમ રણમાં આઠ દિવસ કે એનાથી વધારે સમય સુધી યાત્રા કર્યા પછી, ઊંટ ને પણ તરસ લાગે છે. જો ઊંટ ઘણા દિવસ માટે પાણી વગર રહે, તો એ દુબળા-પાતળા થઈ જાય છે અને એના હાડકા બહાર નીકળી આવે છે. એનું પેટ અંદર ધસી જાય છે. ત્યારે એને એક મોટા, લાંબા પીણાં ની જરૂર પડે છે. ત્યારે ઊંટ પર લાદેલો ભાર ઉતારવામાં આવે છે જેનાથી એ ઝૂકીને પાણી પી શકે. થોડા ઊંટ દસ મિનિટ કે એનાથી વધારે સમય સુધી પાણી પીતા રહે છે. એ એક વારમાં 90 લીટર પાણી પી શકે છે!





લાંબા સમય સુધી પાણી પી અને આરામ કર્યા પછી, ઊંટ ની પીઠ પર ફરી મીઠું, અનાજ, ચટાઈ, ચામડાં, અને અન્ય વસ્તુઓ લાદવામાં આવે છે. "રણ ના વહાણ" ફરી એક વાર ગરમ, અને ક્યારેક પાણી વગરની, યાત્રા માટે તૈયાર થઈ જાય છે.